અત્તબલીગ                                                    નંબર ૨૦





# જન્નતીઓ (સ્વર્ગવાસીઓ)ને જન્નતની બશારત.

## સુકર્મોની લીસ્ટ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

અહમદ બીન હાજી આરિફ અશરફ

મોહતમીમ, મદ્રસા અશરફીયા, રાંદેર

આવૃત્તિ પહેલી } આ પત્રિકા મુસ્લિમ-ગુજરાત { પ્રત ૧૦૦૦

૧૩૪૮ હિજરી } પ્રેસમાં અબ્દુલ્લાહ ફખરૂદ્દીન સૈયદે છાપી. { ૧૯૨૯ ઈ.

મર્હુમ ઈબ્રાહીમ મોહમદ અશરફના વક્ફ ફંડ તરફથી ભેટ.

ઇન્નલ્લઝીના આમનુ વ અમેલુસ્સાલેહાતે કાનત લહુમ જન્નાતુલ ફિરદૌસે નુઝુલન ખાલિદીના ફીહા લા યબગુના અનહા હિવાલા.”

ઉમ્મતે મુહમ્મદ (સલ૦) ના કેટલાક મુસલમાનો તો એવા ભાગ્યશાળી છે કે જેઓને દોઝખ (નરક)ની અગ્નિ પણ બાળી શકશે નહિ અને તેઓ આખેરતની સજા ભોગવ્યા વગર જન્નતમાં ચાલ્યા જશે, પરંતુ કેટલાક એવા ગુનેગારો પણ છે જેઓ થોડો સમય સજા ભોગવી એટલે કરેલા ગુનાહોના અઝાબની મઝા ચાખી જન્નતમાં જશે. તોહીદ (યકતાઇ) અને રિસાલત (સલ૦) (ની)પર જો ખાતેમો થાય તો જન્નત જરૂર અર્પણ થશે. અગર કોઇ ઇમાનદાર બંદા સુકર્મો પણ કરતા હોય તો ઇન્શાઅલ્લાહ તેઓને એક મોટી દોલત નસીબ થશે, પરંતુ કુકર્મીઓ (બુરા કામ કરનારાઓ) ને આ નઅમત પહેલ વહેલી પ્રાપ્ત થશે નહિ, પણ કેટલાક દિવસો દોઝખમાં બળ્યા પછી જંનત અર્પણ કરવામાં આવશે; કારણ કે સૌથી મોટી ચીજ જેથી જન્નત નસીબ થાય તે એ છે કે અલ્લાહ તઆલાની તોહીદ (યકતાઇ) અને નબી (સલ.) ની રિસાલતનો એકરાર કરવો. અને એટલાજ માટે કેટલીક રિવાયતોમાં આ શબ્દો દર્શાયલા છે. ઉદાહરણ “મન કાલા લા ઇલાહા ઇલલલ્લાહો દખલલ જન્નતા” ભાવાર્થ—જેણે કલમએ તવહીદનો દિલથી ઇકરાર કર્યો; તે જન્નતમા દાખેલ થશે. કેટલાક એનો અર્થ એમ સમજે છે કે જન્નતમાં જવા માટે ફકત “લાઇલાહા ઇલલલ્લાહો” કાફી (બસ) છે. બીજા કામોની જરૂરત નથી. એ અનર્થ છે કેમકે હદીસ શરીફનો એ ભાવાર્થ નથી. કેટલાક કુકર્મીઓને જ્યારે નેક કામો માટે કહીએ ત્યારે, તેઓ તરતજ

એ હદીસ બયાન કરે છે. એઓનું મતલબ એ હદીસથી એમ છે કે અમે "લાઇલાહા ઇલ-લલ્લાહો" તો કહીએ છીએ અને એ કલેમાથી જન્નત તો મળે છે, તો પછી બીજા કોઇ કામોની શી જરૂર ? પરંતુ એ ખયાલ જહાલતનો નથી. બલકે શરીઅત અને કુરાન, હદીસના બિલકુલ ખિલાફ છે. કેટલાક એ ખયાલોથી ગુમરાહ છે. અને બીજાઓને પણ ગુમરાહ કરે છે. આ હદીસનો મતલબ માત્ર એમ છે કે કલેમએ તવહીદનો કાઇલ (માનનાર) જન્નતમાં જરૂર જશે, પરંતુ કયારે જશે ? એ બાબત કાંઇ હદીસમાં નથી. જેથી મજકૂર હદીસનો ભાવાર્થ એમ સમજવો કે નજાત (છુટકારો) અને જન્નતમાં દાખેલ થવા ફકત કલેમએ તવહીદ બસ છે એ તદનંતર ગલત (ભૂલ) છે. બલકે મતલબ એ છે કે એ કલેમાનો પઢનાર જો નેક કામો પણ કરતો હોય તો પહેલાં તો તેને જન્નતનો વારેસદાર (હકદાર ) બનાવી દેવામાં આવશે પરંતુ જો કલેમએ તવહીદની સાથે કુકર્મો પણ કર્યા હોય તો પહેલાં પોતાના કરેલા ગુનાહોની સજા ભોગવી કેટલોક સમય દોઝખમાં રહેશે અને સજા ભોગવ્યા પછી બીજીવાર કલેમએ તવહીદના સબબે જન્નતમાં દાખેલ કરવામાં આવશે. એથી ઉમેદ છે કે કોઇ માણુસ હદીસનો ગલત ભાવાર્થ કરશે નહિ. આ જે કાંઇ સૂચવ્યું છે તે માત્ર એહલે સુન્નતના કાયદાઓ અને શરીઅત પ્રમાણે દર્શાવેલું છે. બાકી ખુદાની રહમત અને મગફેરતનો મામલો એથી બિલકુલ જુદોજ ( ન્યારો ) છે. જો તે ઇચ્છે તો ગુનેહગારોને વગર અઝાબે પોતાના ફઝલો કરમથી બખશી દીએ. તેથી અલ્લાહ તઆલાની રહમતના મામલા સાથે અમારા આ મઝમુનનો કશો સંબંધ નથી.

આ ટુંક વિવેચનથી આ વાત સિદ્ધ થાય છે કે જે મનુષ્ય અઝાબથી બચી શરૂઆતમાં જન્નતમાં દાખેલ થવા ઇચ્છતો હોય તેણે નેક કામો પણ કરવા અવશ્ય છે. દોઝખથી બચીને જન્નતમાં ચાલ્યા જવું એજ મોટી વાત છે. "ફમન ઝહઝહા અનનારે વ દખલલ જન્નતા ફકદ નારા." એ ફતેહમંદીનો આધાર સઘળો નેક કામો પર છે જેથી અમે ઘણી કોશિશ કરીને તથા શોધી કાઢીને આ નિચે દર્શાવેલી હદીસો બયાન કરી છે જેમાં તે કામોનું વર્ણન છે જેથી એક મુસલમાન તે મોટી ચીજ (જન્નત) નો હકદાર થઇ શકે છે. અમે સમજીએ છીએ કે દરેક મુસલમાન આ વાતનો ઇચ્છનાર છે કે તે દોઝખના અઝાબથી મહફૂઝ (દૂર) રહે અને જન્નતમાં દાખેલ થાય તેથી આ મઝમુન મુસલમાનોને માટે ઘણોજ ફાયદાકારક નીવડશે એમાં અનુક્રમ નંબરે હદીસોનું વર્ણન કરેલું છે જેમાં જન્નતની બશારત સંબંધી લખેલું છે.

હઝરત રસૂલે ખુદા (સલ.) એ જે કામોની સાથે જન્નતની બશારતનો હેવાલ આપ્યો છે તે તમામ હદીસો આપ વાંચકો સમક્ષ રજુ કરીએ છીએ. ખુદા તઆલા તમામ મુસલમાનોને પ્યારા હબીબ (સલ૦) ના સદકામાં નેક તૌફીક આપે અને દોઝખની આગથી બચાવે. આમીન.

૧. "લાઇલાહા ઇલ-લ્લાહો મુહમ્મદુર્રસુલુલ્લાહ" એ કલેમો જન્નતના તાળાની કુંચી છે. પરંતુ દરેક કુંચીઓને દાંતા હોય છે અગર જો દાંતા ન હોય તો તાળું ઉઘડી શકે નહિ તેવીજ રીતે કલેમાની સાથે નેક કામોની પણ જરૂરત છે. જો કલમએ તોહીદની સાથે સારાં કૃત્યો ન થાય તો જન્નતનું તાળું ઉઘડવું મુશ્કેલ છે.

૨. પાંચ વખતની નમાઝ, હજ, રમઝાન શરીફના રોઝા એજ જન્નતમાં લઇ જવા માટે બસ છે. જો એ ફરજોની સાથે નીફલ ઇબાદત પણ મેળવી દેવામાં આવે તો જન્નતમાં શ્રેષ્ઠ જગા મળવાની દઢતા થાય છે.

૩. કુરાન શરીફનું શીખવું અને તે પર અમલ કરવો કયામતમાં હિસાબે યસીર (હિસાબની આસાની)નું સબબ છે.

૪. મા બાપ જોડે સારી રીતે વર્તવું એ જન્નતમાં દાખલ થવા બરાબર છે.

૫. માના પગ હેઠળ જન્નત છે. એટલે માતા (મા)ની નહિ જેવી ચાકરી કરેલી પણ જન્નતમાં લઇ જનારી છે.

૬. અગર કોઇ મનુષ્યને ત્યાં પુત્રીઓ (છોકરીઓ)નો જન્મ થાય અને તેઓનું ભરણ પોષણ સારી રીતે કર્યું. તો એજ પુત્રીઓ તે માણસને માટે દોઝખની આડ બની જશે એટલે છોકરીઓથી વધારે રગબત હોતી નથી અને તેઓનું ભરણ પોષણ કરવાને મનુષ્ય વબાલ ગણે છે જો કે છોકરો કે છોકરી ખુદાના તરફથી છે. અલ્લાહના તરફથી જે કાંઇ મળે તે પર શુકર કરે, અને ઔલાદને હેતથી તરબીયત આપે તો એવો બંદો દોઝખથી બચેલો રહશે.

૭. જે મનુષ્ય પોતાના છોકરાને તથા છોકરીને એકી નજરે જુએ એટલે બચ્ચાંઓને પ્યાર કરવામાં, નવા કપડાં (વસ્ત્રો) બનાવવામાં, બજાર લઇ જવામાં, તેમ સોદો અપાવવામાં બંનેને એકજ ગણે તે જન્નતી છે.

૮. યતીમોનું (અનાથનું) ગુજરાન કરનાર હઝરત રસૂલુલ્લાહ (સલ૦) ની સાથે જન્નતમાં હશે.

૯. રસ્તામાંથી કોઇ ઇજા પહોંચાડનારી વસ્તુને હઠાવવાથી તેનો બદલો જન્નત છે.

૧૦. પોતાનું જાનવર, જેનું દૂધ પીતા હોય તે, કોઇને દૂધ પીવા માટે આપી દેવું એ પણ જન્નતમાં જવાનું સબબ છે.

૧૧. વેપારમાં કે સોદાગરીમાં, અને તિજારતમાં જે સત્યવાદી (સાચું બોલનાર.) હોય અને ભરોસાદાર હોય તો તે અંબિયા (અલ.) ની સાથે જન્નતમાં હશે.

૧૨. પોતાના કરજદારને, જો તે માલદાર હોય તો તે પર સખ્તી નહિ કરતાં અમુક મુદત વધારી આપનાર અને તે ગરીબ હોય તો લેણી રકમ માફ કરનાર જન્નતી છે.

૧૩. શહીદ જન્નતી છે. શહીદ થતાંજ જન્નતની નેઅમતો પ્રાપ્ત થઇ જાય છે. ખાય છે, પીએ છે; એટલે તેઓને આ ફાયદાથી કયામત ( પરિક્ષાનો દિવસ. )નો ઇંતેઝાર કરવો પડતો નથી.

૧૪. જે " સૂરએ ઇખ્લાસ " ( કુલ હોવલ્લાહ ) ને કસરતથી (બહુ) પઢે છે. અને મજકુર સૂરતથી એટલાજ માટે મોહબ્બત રાખે છે કે, એમાં અલ્લાહની તૌહીદનું વર્ણન છે. તો એ પઢનાર પણ જન્નતી છે.

૧૫. કાફરોથી જેહાદ કરવો અલ્લાહને માટે, એ જન્નત વાજિબ કરી આપે છે એટલે કે જેહાદ (લડાઇ) માં પક્ષપાત અને ખ્યાતી (નામના) નો મૂળ હેતુ ન હોય.

૧૬. ખુદાના ખૌફથી રડનાર પર દોઝખની અગ્નિ હરામ છે એટલે દોઝખની આગથી બચીને જન્નતમાં પ્રવેશ થશે.

૧૭. ખુદાના રાસ્તામાં જાગવું અને મુજાહિદીનનું રક્ષણ કરવું જહન્નમને હરામ બનાવી દીએ છે.

૧૮. જે મનુષ્ય ખુદાની રબ્બાનિયત પર અને હઝરત રસુલે ખુદા (સલ.) ની રિસાલત પર અને ઇસ્લામી મઝહબના દીન હોવા પર રઝી થયો તેના પર જન્નત વાજિબ થઈ જાય છે એટલે એ અકીદાની સાથે નેક કૃત્યો પણ કરતો હોય.

૧૯. મુસલમાનોનાં નાંનાં બચ્ચાંઓ જેઓ યૌવન (જુવાન થવું) ના પહેલાં મરી ગયાં હોય તે પણ જંનતી છે.

૨૦. મકબૂલ (કબૂલ ફરમાવેલી) હજની જઝા જંનત છે. મકબૂલની નિશાની એ છે કે હાજીની હાલત હજ પહેલાંની હાલતથી બેહતર થઇ જાય.

૨૧. લડાઇ–ઝગડા (કજીઓ–કંકાસ) તજી દેવા (છોડી દેવા) થી અને પોતાના હક જેટલુંજ લેવાથી જન્નતની વચ્ચો વચ્ચ પહોંચી જવાય છે. જંગ (લડાઇ) ખુદાની સમક્ષ ઘણું બુરૂં કર્તવ્ય છે. જો ઝગડો કરનાર નાહક પર હોય અને નાહકથી વેગળો રહી ઝઘડો મુકી દીયે તોપણ જન્નતી છે; પરંતુ તે એટલું કરે કે પોતાનો હક છોડી દઇ ઝઘડાથી જુદો થઇ જાય તો તેને જન્નતમાં મકાન અર્પણ થશે.

૨૨. મસ્જિદે અકસા એટલે બયતુલ મુકદ્દસથી હજ કે ઉમરાનો અહરામ બાંધી મક્કા મુઅઝઝમા સુધી આવવું જંન્નતને વાજિબ કરી આપે છે.

૨૩. અલ્લાહથી ડરી જઇ ગુનાહ કરવા છોડી દેવા જંનત માં દાખલ થવાની નિશાની છે, વ અમ્મા મન ખાફા મકામે રબ્બિહિ વ નહયન નફ્સે અનિલ હવા ફ ઇનનલ જન્નતા હિયલ માવા.”

૨૪. ન્યાયાધીશ ( ઇન્સાફ કરનાર ) હાકિમ જે પોતાના સગાંઓનો પણ બરાબર ઇન્સાફ કરતો હોય. અને તેઓના સગાં હોવાનો ખ્યાલ તે વખતે કરતો ન હોય તો એવો મુન્સિફ અને ન્યાયાધીશને કયામતમાં નુરના મિંબર (તખત કે સીડી) પર બેસાડવામાં આવશે.

૨૫. દરેક નમાઝ પછી " સુબ્હાનલ્લાહ, " " અલહમ્દો લિલ્લાહ " અને " અલ્લાહો અકબર "ને દસ દસ વાર અને સૂતી વેળા સો સો વખત પઢવું જંનતને વાજિબ કરી આપે છે.

૨૬. જે માણસ બજારમાં નીકળે અને એક વખત " લાઇલાહા ઇલલલ્લાહો વહદહૂ લા શરીકલહૂ લહુલ મુલકો વલહુલ હમ્દો વહોવા હય્યો લા યમુતો વહોવા અલા કુલ્લે શયઇન કદીર. " પઢે તો તેનું ઘર જન્નતમાં બનાવી દેવામાં આવે છે.

૨૭. " લાઇલાહા ઇલિલલ્લાહો મુહમ્મદુર્રસૂલુલ્લાહ " અને " લાહવલા વલા કુવ્વતા ઇલ્લા બિલ્લાહિલ અલી ઇલ અઝીમ. " એ જન્નતના ખજાનામાંનો એક છે. એટલે જે બંદાએ એ કલમા પઢયા તો તે જંનતના ખજાનાનો વારિસદાર (હકદાર) થશે.

૨૮. દરૂદ શરીફ વધુ પ્રમાણમાં પઢવાથી જંનત નસીબ થાય છે. અને દરૂદ શરીફના શબ્દોમાં શ્રેષ્ઠ તે શબ્દો છે જે નમાઝમાં પઢાય છે. એટલે " અલ્લાહુમ્મા સલ્લેઅલા મુહમ્મદિંવ વ અલા આલે મુહંમદિન કમા સલ્લયતા અલા ઇબરાહીમા વ અલા આલે ઇબ્રિરાહીમા ઇન્નકા હમીદુમ મજીદ. "

૨૯. એવી મજલિસો કે જ્યાં અલ્લાહ તઆલાનું વર્ણન (ઝિક્ર) થાય તેમાં શરીક થવું, જંનતમાં જવાનું કારણ છે. એ મુબારક

મેહફિલમાં ખાલી શરીક થઇ જનાર પણ અભાગીઓ (કમનસીબ) નથી.

૩૦. ઉમ્મતે અહમદ (સલ.) ના ફકીર માલદારથી પાંચ વર્ષ પહેલાં જંનતમાં દાખલ થશે.

૩૧ સખાવત (દાન કે ધર્મ) કરનાર ફકત જંનતની નહિ પણ અલ્લાહ તઆલાનીએ કરીબ (પાસે) છે.

૩૨. જે માણસ પહાડોમાં બાલ બચ્ચાંઓને મૂકી દઇ ખુદાની ઇબાદતના હેતૂથી એકાંતવાસ થઇ જઇ પોતાની જિંદગી પસાર કરે છે; અને બકરીઓ ચરાવી પોતાનું આયુષ્ય ગાળે છે અને અઝાન કહીને નમાઝ અદા કરે છે અને ખુદાથી ડરે (બીએ) છે તે જંનતમાં જશે.

૩૩. જેના નામએ આમાલ (કૃત્યોનો દફતર)માં સીજદા ઘણાજ હોય એટલે નફિલ નમાઝો બેહદ પઢી હશે તે જંનતમાં હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ.) નો રફીક (દોસ્ત) થશે.

૩૪. મોઅઝઝિન (બાંગી) નો જવાબ દેનાર જન્નતી છે એટલે બાંગ દેનારના જવાબમાં તેજ કલેમા અદા કરે જે અઝાન દેનાર કહે છે. પણ "હય્યાઅલસ્સલાહ" અને "હય્યાઅ લલ ફલાહ" ના ઉત્તરમાં "લા હવલા વલા કુવ્વતા ઇલ્લા બિલ્લાહ," કહેવું જોઇએ.

૩૫. જે માણસે અલ્લાહને માટે સાત વર્ષ સુધી અઝાન (બાંગ) આપી છે તે દોઝખથી ખચિતજ બચી ગયો. એટલે જન્નતી લેખાયો.

૩૬. નમાઝમાં ઇમામ (નમાઝ પઢાવનાર) ની નજીક ઉભો થનાર જન્નતી છે.

૩૭. ઝોહરની પહેલાં ચાર રકાતો અને તે પછી (ઝોહર બાદ) ચાર રકાતો પઢનાર જન્નતી છે.

૩૮. જે માણુસ આખા દિવસમાં બાર રકાતો હંમેશાં નફિલ પઢે છે તેને માટે જંનતમાં ઘર બનાવી આપવામાં આવે છે.

૩૯. ચાસ્તના વખતની (દિવસ ચઢયા પછીની) બે રકાતો સઘળા ગુનાહોના મગફીરતની જામીન છે.

૪૦. જેના જનાઝા પર ચાળીસ મુસલમાન હોય અને ત્રણ સફો (લાઇન) બનાવી નમાઝ અદા કરે અને મગફીરતની દુઆ કરે તો અલ્લાહ તઆલા તે મરનારને બખ્શી દીએ છે. એ તો એક જુજ સંખ્યા છે. અગર ૪૦ થી વધારે હોય તો વધારે મરતબાની ઉમેદ છે.

૪૧. જહાદની સફરમાં રોઝા રાખનાર દોઝખથી એટલો દુર થઇ જાય છે જેટલી કે પૃથ્વી આકાશ થી દૂર છે.

૪૨. જન્નતના દરવાજાઓમાંના એકનું નામ "રય્યાન" છે તેમાંથી માત્ર રોજા રાખનારાજ જંનતમાં દાખલ થશે.

૪૩. જે માણુસ ઔલાદની મોત પર સબર કરે છે અને ખુદાની હમ્દ (તારીફ) બયાન કરે છે તેને માટે જંનતમાં એક ઘર બનાવી આપવામાં આવે છે જેનું નામ "બયતુલ હમ્દ" રાખવામાં આવે છે.

૪૪ આંધળાપણા પર સબર કરનાર જંનતી છે જેની બંને આંખે (ચક્ષુઓ) લઇ લેવામાં આવી હોય અને તેણે સબર કર્યું હોય તેનો બદલો જંનત છે.

૪૫. જે બીમાર (માંદો) પોતાની બિમારીની શિકાયત કરતો નથી અને ખુદાની તારીફ બયાન કરતો રહેતો હોય અને તેજ બીમારીમાં તે મરી જાય તો તેને જંનતમાં દાખલ કરવામાં આવશે.

 

૪૫. જો કોઇ એક સ્ત્રીને મરકી (વબા) ની બીમારી હોય તેને માટે ઇરશાદ ફરમાવ્યો છે કે જો તેણે સબર કર્યો તો તેને તેના બદલામાં જન્નત આપવામાં આવશે.

૪૭. જે લોકો પોતપોતામાં અલ્લાહને ખાતર મોહબ્બત કરે છે તેઓને માટે કયામતમાં નૂરથી બનેલા મિમ્બર પાથરવામાં આવશે એઓની આ મોટી શાન પર અંબીયા અને શોહદાઓને પણ હયરત (આશ્ચર્ય) થશે બલકે આરઝુમંદ થશે.

૪૮. સત્ય વદવું ( સાચું બોલવું ) સૌથી શ્રેષ્ઠ નેકી છે અને નેકીનો બદલો જંનત છે.

૪૯. કયામતના દિવસે દરેક માણસ પોતાના મહબુબના સાથે હશે જેથી જે લોકો સારાંની મોહબ્બત કરે છે તે કયામતના દિવસે સારા લોની સાથે હશે.

૫૦. દીન (ધર્મ કે મઝહબ) નું જ્ઞાન તલબ કરનાર (ઇચ્છાનાર) જંનતી છે. આલિમને માટે માછલીઓ દરિયામાં અને કીડીઓ પોતાના દરોમાં દુઆ કરે છે. ઉલમા (આલિમો) અંબીયા (સલ.) ના વારેસ છે.

૫૧. હદીસનું જ્ઞાન ફેલાવનારા અને બીજાઓ સુધી પહોંચાડનારાઓને લીલા લ્હેર રહેવાની દુઆ છે. ભાવાર્થ એ છે કે એ લોક બેહિસ્તમાં ખુશો ખુર્રમ રહેશે.

૫૨. કોઈ પણ ગુનાહથી બચી તોબા કરનાર જંનતમાં જશે સાચો તોબા કરનાર (તાઇબ) તે છે કે જે તવબા કર્યા પછી તે કૃત્ય ન કરે.

૫૩. ગુલામો અને લોંડીયોને છોડી દેનારને દોઝખથી છોડી દેવામાં આવે છે. જો ગુલામને પૂરો છોડી દીધો હોય તો પોતે પણ પુરો

દોઝખથી છોડી દેવાયો, નહિતો જેટલો હિસ્સો (ભાગ) છોડશે તેટલોજ હિસ્સો જહન્નમથી છોડી દેવાશે.

૫૪. જે માણસમાં બદલો લેવાની શકિત તો છે છતાં ને ગુસ્સાને પી જાય છે તેને ફકત જંનત ન મળતાં તેને જનતમાં એખતેયાર આપવામાં આવે છે કે જે હૂરને જોઇએ તે પસંદ કરી લે.

૫૫. જે મૈયતને ખુદાના નેક બંદાઓ સારો કહે એટલે કે મરનારને નેક લોકો સારો બતાવે અને તેની તારીફ કરે તો ખુદાતઆલા પોતાના બંદાઓની શાહેદી (સાક્ષી) પર તે મર્હૂમને બખશી દીએ છે.

૫૬. સત્તર હઝાર મુસલમાન આ ઉમ્મતના વગર હિસાબે જન્નતમાં જશે. એઓ એવા જલીલુલ કદ્ર હશે કે એઓમાંના એક એકની સાથે સત્તર સત્તર હજાર જન્નતમાં જશે. ખુદા તઆલા પોતાના કુદરતના હાથે ત્રણ વખત ભરી ભરીને જન્નતમાં દાખલ કરશે એ ત્રણ લબો (બે હાથનો ખોબો)માં તે લોકો હશે જે મંતરોથી ઇલાજ કરાવતા નથી. અને દરેક મામલામાં ખુદા ઉપર ભરોસો રાખે છે.

૫૭. કોઇ તરસ્યાને ખુદા વાસ્તે પાણી પીવાડનાર અને વઝૂ કે ગુસલ (નહાવું)ના વાસણમાં બીજાઓને માટે પાણી ભરી આપનાર જંનતી છે અને દોઝખથી નજાત (છુટકારો) મળી જાય છે.

૫૮. જેણે હઝરત રસૂલે ખુદા (સલ.)ની તાબેદારી કરી તે જંનતમાં દાખેલ થશે.

૫૯. અસરની અને સવારની (સુબહની) નમાઝને બરાબર વખતસર અદા કરનાર અને એ બંને નમાઝને કઝા ન કરનાર દોઝખમા જશે નહિ.

૬૦. જેણે ૪૦ નમાઝો-તકબીરને સાંભળી પઢી અને તકબીરને સાંભળવું કદી પણ છોડયું નહિ, તો તેને કુસંપ અને આગથી બચાવી લેવામાં આવ્યો. એ બશારત ચાળીશ નમાઝોના સંબંધમાં છે તે પછી જો કોઇ માણસ હંમેશાં નમાઝ બાજમાઅત ( સાથે ) પઢે તો તેના અજર અને સવાબનું તો કહેવુંજ શું ? ભાવાર્થ ખુદા જાણે.

૬૧. જેઓ રાત્રીના અંધરામાં મસીદો તરફ નમાઝ માટે જાય છે તે કયામતને દિવસે કામિલ (પૂરો) નૂરના માલિક થશે. ( કયામતમાં કામિલ નૂરની અતા (બખશીશ)એ જંનતની નીશાની છે.)

૬૨. જેણે માત્ર અલ્લાહનીજ બંદગી કરી તેની ઇબાદત અને પૂજામાં બીજાઓને શરીક કર્યો નહિ, નમાઝને કાયમ રાખી, ઝકાત આપી, હજ અદા કરી ( પઢી ) અને રોઝા રાખ્યા તે જંનતી છે.

૬૩ અલ્લાહ તઆલા ત્રણ શખશો (માણસ)ને માટે જન્નતનો જામીન છે. (૧) મુજાહિદ એટલે અલ્લાહના રસ્તામાં જહાદ (લડાઇ) કરનાર (૨) નમાઝ પઢવાના હેતુથી મસિદમાં જનાર (૩) કજીઆ કંકસના કારણોને લીધે તેથી દુર રહેવાના હેતુથી ઘરમાં એકાંતવાસ રહેનાર.

૬૪ જન્નત તેને માટે છે જે સારી વાત કહે અને મીસકીનો (ગરીબ)ને ખાવાનું ખવડાવે, રોઝા વધારે રાખે, રાતના જ્યારે લોકો સુતા હોય ત્યારે ઉઠીને નમાઝ પઢે.

૬૫ સલામ વધૂ પ્રમાણમાં કરવી અને સગાંઓ સાથે હળીમળીને રહેવું જન્નતનું સબબ છે.

૬૬ રોઝદાર ગરીબોને ખવડાવવું, જનાઝાની સાથે જવું, એ એવી ખુબીઓ છે કે જે કોઇ એ પ્રાપ્ત કરીલે તો એનો બદલો ખરેખર જન્નત છે.

૬૭ સાત માણસો કયામતના તપેલા ( ગરમ થએલા ) દિવસે અલ્લાહના અર્શની છાયા હેઠળ હશે. અને એ સાયો જે જંનતી છે તેનેજ મયસ્સર થશે (૧) ઇમામ આદિલ ( ઇન્સાફ કરનાર ) (૨) જવાન માણસ જે નેક હોય. (૩) જેનું દિલ મસીદમાં લાગેલું હોય. (૪) તે બે માણસો જે અલ્લાહને માટે દોસ્તી કરે છે એટલે મળે તો અલ્લાહની મુહબ્બતના પર અને જુદા થાય તો એ અલ્લાહની મુહબ્બતની સાથે. (૫) તે માણસ કે જેને કોઇ ખુબસુરત સ્ત્રીએ અને મોટા દરજ્જાવાળી ઓરતે બોલાવ્યો. પરંતુ તેણે સાફ કહ્યું કે હું રબ્બૂલ આલમીનથી ડરૂં છું તારી ઇચ્છા પૂરી કરવાને તૈયાર થઇશ નહિ (૬) છુપી રીતે સદકો આપનાર એટલે સુધી કે સીધા હાથની ખબર ડાબાને પણ થવા દે નહિ. (૭) એકાંતમાં ખુદાને યાદ કરનાર એટલે સુધી કે તેની બંને આંખોથી અશ્રુધારા વહે.

૬૮ જંનતી તે છે જે પવિત્ર ખોરાક ખાય, સુન્નત પર અમલ કરે અને લોકોને તેના હાથે તકલીફ પહોંચાડે નહિ પછી જીભથી કે હાથથી હોય.

૬૯. જે હાકિમનું ઇન્સાફ તેના જોર ઉપર ગાલિબ ન થાય તે જનંતી છે. એવીજ રીતે જો કોઇ હાકિમનું જોર ઇન્સાફ ઉપર ગાલિબ થઇ જાય તો તે દોઝખી છે.

૭૦. જેણે મસીદ બનાવી તેનું ઘર જન્નતમાં સમારી આપવામાં આવે છે. મસીદ ગમે તેવી નાની કેમ ન હોય. પણ બનાવનાર જંનતી

છે. "મન નઅીયલ્લાહે મસ્જિદિન નઅીયલ્લાહે લહુ યમતા ફિલ જન્નાહ."

૭૧. કુરાન પોતાના પઢનારને જંનતની તરફ ખેંચી જશે. એટલે અગર જો જંનતમાં દાખલ થવા કોઈ ચીજ રોકશે તો પણ કુરાન તે પર ( રોકનાર પર ) ગાલિબ આવશે કેમકે કુરાન એવો શાફેઅ ( શફાઅત કરનાર ) છે જેની શફાઅત રદ થતી નથી.

૭૨. તાલિબ ઇલ્મી ( વિદ્યા અર્થે )ની હાલતમાં મરી જવું શહાદતની મોત સમાન છે. ઇલ્મ (વિદ્યા)નો એક બાબ શીખવો તે સત્તર હજાર રકાત (નફિલ)થી બેહતર છે.

૭૩. જેણે એક બે ત્રણ કે ચાર કે પાંચ મસઅલાઓ શીખી બીજાને શીખાડયા તે જન્નતમાં દાખલ થશે.

૭૪. કયામતને દિવસે ખુદા પોતાના મુખલિસ ( સાચા દોસ્તો ) ઉલમાઓને ફરમાવશે કે મેં તમોને પોતાનું જ્ઞાન એટલા માટે અમાનત તરીકે અતા કર્યો હતો કે તેથી બક્ષી દઉં તમારી હાલત કેવી પણ હોય. પરંતુ તમને બક્ષવામાં કોઇની દરકાર કરૂં નહિ.

૭૫. આબિદ (ઇબાદત કરનાર) ને પહેલા તો જંનતમાં દાખલ કરી દેશે પરંતુ આલિમ (જ્ઞાની) ને કહેવામાં આવશે કે તું જરા થોભી જા અને લોકોની શફાઅત કર (જેથી તારી શફાઅતથી એક મોટી જમાત પણ બખશાઇ જાય.)

૭૬. એવી મજલિસો જ્યાં મઝહબી તા'લીમ અપાય તેઓ માટે રયાઝે જંનત (જંનતના બગીચા) ફરમાવ્યું છે. ભાવાર્થ એ છે કે દીની ઇલ્મ (વિદ્યા) શીખાડનાર અને શીખનાર બંને જંનતી છે.

૭૭. જ્યારે વઝૂ ટૂટી જાય ત્યારે ફોરના (તરતજ) વઝૂ ફરી લેવો એટલે હમેશાં બાવઝૂ રહેવું અને વઝૂ કર્યા પછી બે રકાત તહયતુલ વઝૂ પઢવું જંનતીની નિશાની છે.

૭૮. જેણે સારી પેઠે વઝૂ કર્યો અને પછી એક વાર કલેમએ શહાદત પઢયો તેને માટે જંનતના આઠ દરવાજા ખોલી આપવામાં આવે છે. તે ઇચ્છે તે દરવાજેથી જંનતમાં જાય. શહાદતનો કલમો એ છે. "અશહદો અન લાઇલાહા ઇલલ્લાહો વહદહુ લાશરીક લહૂ વ અશહદો અન્ના મુહમ્મદન અબ્દોહૂ વ રસૂલો."

